શિક્ષકોને અતિ ઉપયોગી, નવીજ પદ્ધતિથી બનાવેલી

# પહેલા ધોરણની
# સરળ નોટ.

( જેમાં પાઠ તથા કવિતાના અર્થ, આંક, ધાન, મુખ-
ગણિત, ગણિત, શબ્દો, પદાર્થપાઠનો સાર,
વિગેરે વિષયોનો સમાસ કરેલો છે. )


છપાવી પ્રસિદ્ધ કરનાર
બુકસેલર
**સુખલાલ નાથાલાલ શાહ.**
રીચીરોડ—અમદાવાદ.

સને ૧૯૧૯. પ્રત ૨૦૦૦.
કીંમત રૂ. ૦-૨-૬.

શ્રી "સત્યનારાયણ" પ્રિ. પ્રેસમાં પટેલ મોતીલાલ
કાશીદાસે છાપ્યો. ઠે. સીવીલ હૉસ્પીતાલ સામે
પાનાભાઈની વાડીમાં—અમદાવાદ.

# પાઠના અર્થ.



## પાઠ ૧ લો.

દિવાળી=દિવાની હારો કરવાનો દિવસ

લીંપેગુંપે=ગાર કરે ને સાફસુફ કરે

સંજોરી=એક જાતનું પુરણવાળું ખાવાનું

ઘુઘરા=ઘુઘરા માફક ખખડે તેવું ખાવાનું

સાથીઓ=卐 આવો આકાર

દારૂખાનું=ફટાકડા વગેરે

હરખાય=ખુશી થાય

## પાઠ ૨ જો.

રવિ=સુરજ

કચેરી=કોર્ટ, સરકારી અમલદારોને કામ કરવાની જગા

સોમ=ચંદ્રમા

કેડે=પછી

ગુરૂ=માસ્તર, શિક્ષક

જુમેરાત=ગુરુવાર

વારનાં નામ=રવિ, સોમ, મંગળ, બુધ, ગુરુ, શુક્ર ને શનિ

## પાઠ ૩ જો.

ફુલ ઝાડ=ફુલો થતાં હોય તેવાં ઝાડ

ખીલી રહ્યો=શોભી રહ્યો

મઝાની=સારી

વાવટા=વજાઓ

## પાઠ ૫ મો.

અંગરખી=નાનું અંગરખું

લેંઘી=ચોરણી

સુરવાળ=ચોરણી, પાટલુન

બદન=પોલકું

## પાઠ ૬ ઠ્ઠો.

મેલાં=મેલવાળાં, ગંદાં

મેલ=ગંદવાડ

ડીલ=શરીર

જાતે=પોતાની મેળે

ચોક=વચલો ખુલ્લો ચોરસ ભાગ

કે'=કહે

દીલ=મન

જગતના નાથ=દુનિયાના ધણી, પરમેશ્વર

### પાઠ ૭ મો.

વરસગાંઠ=જન્મ દિવસ
કંસાર=લાપશી
ભાણે=બેનનો દીકરો
તે ઉપરજ મંડયો=તેજ ખાધો
કથાને=કોઇને

### પાઠ ૮ મો.

કાકો=બાપનો ભાઈ
ભત્રીજો=ભાઇનો દીકરો
મામો=માનો ભાઈ
ભાણેજ=બેનનો દીકરો
ફોઇ=બાપની બેન
માસી=માની બેન
પીતરાઇ=કાકાનાં છોકરાં
મોળાઇ=મામાનાં છોકરાં
મસિઆઇ=માસીનાં છોકરાં
ફોઇઆત=ફોઇનાં છોકરાં
બનેવી=બેનનો વર
સાળો=વહુનો ભાઇ
સાળી=વહુની બેન
સગાં ભાઇબેન=એક માબાપનાં છોકરાં
સાવકાં કે ઓરમાઈ=બાપ એક ને મા જુદી જુદી હોય તેવાં
દૂધભાઈ=મા એક ને બાપ જુદા જુદા હોય તેવાં.
જમાઈ=દીકરીનો વર
સાસુ=વર કે વહુની મા
સસરો=વર કે વહુનો બાપ
વેવાઇ=દીકરી કે દીકરાનો સસરો
વેવાણ=દીકરી કે દીકરાની સાસુ

### પાઠ ૧૦ મો.

માન આપવુ=વિવેકથી બોલાવવું
પા ઠ કરતા=ભણતા
જી=મોટાંને જવાબ દેતી વખતે બોલાય છે
બાવાજી=બાપા

### પાઠ ૧૧ મો.

ઉજાણી=ગામ બહાર કોઈ ઝાડ નીચે એકઠાં મળીને ખાવું તે
ખારેકી=ખારેક જેવાં લાંબાં
દાદીમા=બાપની મા
શેતરંજી=જમીનપર પાથરવાનું જાડું લુગડું, જાજમ
દળનો લાડુ=એકજાતનો લાડુ

### પાઠ ૧૨ મો.

એકઠા=ભેગા
સરત=હારજીતના ઠરાવવાળી રમત

થોભો=ઉભા રહો
સઢ=હોડી ચલાવવા બાંધેલું કપડું
ચાલ=રીતભાત
સહેલ=મઝા, રમત

પાઠ ૧૩ મો.

મોટા મનવાળી=ઉદાર
ખંડ=લુગડાનો ચોખડો કકડો
ઇનામ=ખુશી થઇને આપવું તે
કાચળી=કમખો
છાની=ચુપ, રડયા વગરની

પાઠ ૧૪ મો.

ફેંકાફેંકી=ઉપરા ઉપર ફેંકવું તે
ધડાધડ=ધડાકા કરતા, ઉપરા ઉપર
ખમાયા=ખમી શકાયા
ગરીબ=રાંક, કોઇને દુઃખ ન દે તેવું
ઇજા=પીડા, દુઃખ
કદી=કોઇ દિવસ
ખેલતાં=રમતાં
ભારી=બહુ, ઘણું
હાણ=નુકસાન

પાઠ ૧૫ મો.

પ્રાણી=જેનામાં જીવ છે ને જે હાલી ચાલી શકે છે તે
ચુંદાય=કચરાય
દુઃખ=પીડા
તળેથી=નીચેથી
કાંકાં=ગભરાટવાળી મહેનત
ઢોર=ચાર પગવાળાં જાનવર
નીરવાનું=નાખવાનું
ખીજ્યા=ગુસ્સે થયા, વઢયા
સોળ=ચામડી ઉપર લાકડીનો આકાર ઉઠી આવે તે
છેક=તદ્દન, બીલકુલ
ગજું=શક્તિ, બળ

પાઠ ૧૬ મો.

એન ઘેન દીવા ઘેન=ગુલગુલ આંગળી, દાઇનો ઘોડો
સેળભેળ=એક બીજા સાથે મળી ગએલા
પારખી=ઓળખી

પાઠ ૧૭ મો.

દેસાઇ=જમીનદાર
લડે=બાઝે
જુઠું=ખોટું
કાપ=કાપો, ચીરો
ગભરાયો=મુંઝાયો

સાચું=ખરૂં, સત્ય
સાચાબોલું=સાચું બોલનારૂં

### પાઠ ૧૮ મો.

સીમમાં=વગડામાં, ગામબહાર
અમથી=ખાલી, નકામી, જરૂર-
વનાની
ધાજો=દોડજો
ભણી=તરફ
ઝરમાઈ ગયા=ઝાંખા પડી ગયા
પોકેપોક મૂકી=રડવાનો બહુજ મોટો
સાદ કાઢી
પોક=મોટેથી રડવું તે
છેતર્યાં=ભૂલવ્યા, ઠગ્યા
વારે=મદદે
ધાયા=દોડયા
યાદ=હૈયે
સપડાય=દુઃખમાં પડે
આખર=છેલ્લે
પસ્તાય=પસ્તાવો કરે
જુઠો=જુઠું બોલનારો

### પાઠ ૧૯ મો.

બચાવે=ઉગારે
જુક્તિ=ઉપાય
આઘું=દુર, છેટું
વારાફરતી=એકપછી એક
કબુલ કરી=માની

### પાઠ ૨૦ મો.

ભિખારી=ભિખ માગનાર
અપંગ=લંગડો
દયા=મહેરબાની
ભગવાન=પરમેશ્વર
ભલું=સારૂં

### પાઠ ૨૨ મો.

જંગલ=ઘણાં ઝાડો હોય તેવી જગા
શિકાર કરવો=જંગલનાં પશુપક્ષીને
મારવાં
વનરાજ=વનનો રાજા
છલંગ=ઠેકડા
પાડ=ઉપકાર, આભાર
સ્વપ્નું=ઉંઘમાં જે વિચાર આવે તે
દેવતાઈ=દેવ લોકનો

### પાઠ ૨૩ મો.

ભંડારીઉં=રાંધેલી ચીજો કે રાંધ-
વાની ચીજો રાખવાનો ગોખલો
રસોડું=રસોઈની ઓરડી
રૂપાળું=સુંદર
બાકું=કાણું
પોણી=શોદસી

મણા=ખામી, કચાશ
ઉંદરીઉં=ઉંદર પકડવાનું
ભોગજોગે=નસીબયોગે
પાર=છેડો, અંત
વલે-હાલત, દશા

પાઠ ૨૪ મો.

ઝેરી=કરડવાથી ઝેર ચઢે તેવો
દર=ભોણ, બાકું
વાસ=ગંધ
વેર=દુશ્મનાવટ, કજીઓ
પ્રાણ=જીવ
પેર=રીતે

પાઠ ૨૬ મો.

ઉપાય=ઈલાજ
આખરે=છેલ્લે
છુપાઇને=સંતાઇને
કાજ=માટે
ચતુરાઇ=અક્કલવાળી યુક્તિ
પાર મુકાય છે=પૂરૂં થાય છે.

પાઠ ૨૭ મો.

કાપણી=અનાજ કાપવું તે
મોં મલકાવીને=જરા હસીને
ભાથું=ઘેરથી આણેલું ખાવાનું
તાજા=નવા જોરવાળા

વંતાક=રીંગણાં
દહાડીઆ=દહાડે કામ કરવા આ- વનારા
ભાણ બુડે=સુરજ આથમે
ચાસ=અનાજના છોડની હાર

પાઠ ૨૮ મો.

ખળાં=દાણા છુટા પાડવાની જગા
પાથરા=કાપેલા છોડના નાના ઢગલા
ગમત=આનંદ, મઝા
ભોર=ગાડા પર ભરેલા ઘણા પા- થરાનો જત્થો.
હાલરૂં=બળદને એક હારમાં પર- સ્પર બાંધી ચલાવવા તે
પગર=હાલરૂં હાંકવાથી કચરાતો પાથરાનો ઢગલો
ઉપણીને=વાવલીને
કુંવળ=ઘઉંના છોડનો ભુકો
પાક=પેદાશ, નીપજ
કારભાર=મુખ્ય કામકાજ
હોંસીલી=ઉમંગી, હોંસવાળી

પાઠ ૩૧ મો.

મેદાન=ખાડા ટેકરા વગરની જગા
કામઠું=ધનુષ
સહેલ=મઝા, મુસાફરી.

**પાઠ ૩૨ મો ભાગ ૧ લો.**

ફોરાં=બુંદ, છાંટા.
જરૂર=ખપ, કામ
ઝાડપાલો=ઝાડ, પાન, વગેરે

**પાઠ ૩૨ મો ભાગ ૨ જો.**

રેલમરેલા થઇ રહી=ઘણા રેલા ચાલ્યા
થોભ્યાં=અટક્યાં
વરસાદ=આકાશમાંથી પડતું પાણી
ઘેબરીઓ=ઘીવાળો
પ્રસાદ=ખાવાનું
નેવલે=નેવામાં

**પાઠ ૩૩ મો.**

ડહોળું=મટોડીવાળું
નીતર્યું=ચોકખું
સસડી=ખેંચી

**પાઠ ૩૪ મો.**

ઈંટવાડો=ઈંટો બનાવવાની જગા
બુરી=થોડી કાળી ને થોડી પીળી
કણક=ઘઉંના લોટમાં પાણી મેળવી બનાવેલો લોદો
ઘાટ=આકાર
ચીંચ્યાં=ગોઠવ્યાં

**પાઠ ૩૫ મો.**

એરણ=જેના પર ધાતુ ટિપાય છે તે
જતરડો=જેમાંથી તાર ખેંચાય છે તે
ઓછાવત્તા=થોડા ઝાઝા
કશાના=શાના

**પાઠ ૩૬ મો.**

નાણું=માલની લેવડદેવડમાં વપરાતું સાધન
વટાવ્યા=નાના સિક્કા લીધા

**પાઠ ૩૭ મો.**

તકરાર=કજીઓ
મુદર=કુહાડીનો હાથો ઘાલવાનો ઉપલો જાડો ભાગ
લક્કડફોડા=લાકડાં ફાડનારા
તોલે=બરોબરીમાં
સખત=કઠણ
વઢી મરો છો=તકરાર કરો છો

**પાઠ ૩૮ મો.**

વાડી=બાગ
માળી=બાગમાં કામ કરનાર
પેઠા=ગયા, દાખલ થયા
ત્રિકોણ=ત્રણ ખૂણાવાળા
ચોરસ=ચારે ખૂણા ને ચારે બાજુ સરખી હોય તેવા
ફલે છે=ફળ આપે છે

જમરૂખ=જામફળ
કોસ=કુવામાંથી પાણી કાઢવાનું
થાળું=કોસમાંથી પાણી ઠાલવવા-
ની જગા
લલકારતો=મોટેથી રાગ કાઢીને
બોલતો
નીક=પાણી વહેવાનો ધોરીઓ
લીલાંછમ=ખ[illegible] લીલાં

પાઠ ૩૯ મો.

કળી=ઉઘડયા વિનાનું ફૂલ
ઉખેડવું=મુળીઆં સહિત ઉપાડવું

પાઠ ૪૦ મો.

ટટાર=સીધા
ખરબચડી=ખાડાખાડાવાળી
મેજ=મોટું ટેબલ

પાઠ ૪૧ મો.

વાડો=ઘરની પાછળની ખુલ્લી જગા
તુરીઆં=ગીસોડાં
ખારીઉં=કાકડી, ચીભડું
અંતરે=છેટે

પાઠ ૪૨ મો.

વાસ=ગંધ
મોર=આંબાનાં ફૂલ
જતન કર્યું છે=સંભાળ લીધી છે.
ડોલે=પોચા

પાઠ ૪૩ મો.

હીંડે=હાલે, ચાલે
અમળાઇને=ખેંચાઇને
વાગોળે છે=ચાવે છે.
ખરી=પગના છેડાનો કઠણ ભાગ
ફાટ=ચીરો
વગડાઉ=વગડામાં રહેનારી
પુરી પડે=પહોંચી જાય, હરાવે

પાઠ ૪૪ મો.

લાગ=વખત, પ્રસંગ
છટકી=નાસી
ચારો=ઘાસ
ઠરતા=ટકતા, રહેતા
ચત્તુંપાટ=ઉપર પગ રહે તેમ
સોબત=ભાઇબંધી, મિત્રતા

પાઠ ૪૫ મો.

મીઠું=ગળ્યું
ગુણ=ફાયદો, લાભ
શિખંડ=દહીંમાં ખાંડ સાકર નાખી
બનાવેલી મિઠાઇ
માવો=દૂધને બાળીને બનાવેલો લોચો
મલાઇ=દૂધની તર
દૂધપાક=દૂધ, ખાંડ ને ચોખા પકવીને બનાવેલી મિઠાઈ

બાસુદી=દૂધમાં ખાંડ ને મસાલા નાખી બનાવેલી મિઠાઇ

### પાઠ ૪૬ મો.

ડાચીઓ=મોટા મોઢાવાળો
ચાલાક=હોશિયાર
કારકુન=લખવાનું કામ કરનાર
ગુપચુપ=શાન્ત, બોલ્યા વગરના
રીઝે છે=ખુશી થાય છે
દાઢ=ચાવવાના દાંત
કરકરા=ખરબચડા
પરસેવો=શરીરમાંથી નીકળતું મેલવાળું પાણી
જે=જય, કલ્યાણ, જીત

### પાઠ ૪૭ મો.

પંખી=બે પાંખ એક ચાંચ ને બે પગવાળાં પ્રાણી
જળકુકડી=જળમાં રહેનારી કુકડી
જાનવર=જીવવાળાં

### પાઠ ૪૮ મો

પાંજરૂં=પાળેલાં પંખીને રાખવાનું
ફેર=ફરક, તફાવત

જીવજંતુ=નાનાં જીવડાં
કોહેલું=સડી ગએલું, ગંધાતું
સળેલું=અંદર જીવ પડી ગએલું
છાપરૂં=ઘરની ઉપરનો નળીઆં કે પતરાંવાળો ભાગ

### પાઠ ૪૯ મો.

જાંબુડો=જાંબુના જેવો
નારંગી=નારંગીના જેવો
વાદળી=વાદળના જેવો

### પાઠ ૫૦ મો.

રડે છે=રૂએ છે
પાસું=પડખું
ઝુલાવવા=હિંચોળવા
પોઢો=સુઓ
પઢાવું=ભણાવું
સોને મઢાવું=સોનાનું પતરૂં ચઢાવું
સેજ=પથારી
બિછાવું=પાથરૂં
ઘેરાં ઘેરાં=ઉંઘ લાવે તેવાં
ગજવે=ગજવામાં

# કવિતા.*

## પાઠ ૪ થો. નિશાળીઆને શિખામણ.

| | |
|---|---|
| પરોઢીએ=સવારમાં વહેલાં | સંગ=સોબત |
| નીત=હંમેશાં | ચોડી ચીત=ધ્યાન દઈ |
| દો=આપો | પેર=રીતે |
| સમા=જેવા, સરખા | શિક્ષા=શિખામણ. |

હંમેશાં સવારમાં વહેલા ઉઠીને ઈશ્વરનું નામ લેવું. પછી દાતણ કરી નહાવું, પછી બધા પાઠ કરવા. માબાપનું કહ્યું કરવું, મોટાંને માન દેવું, ગુરુને બાપ જેવા ગણવા, તો સારૂં જ્ઞાન મળશે. કોઇ દિવસ જુઠું બોલવું નહિ, શરીરનું આળસ તજવું, બધાંની સાથે હળીમળીને ચાલવું ને સારી સોબત રાખવી.

હંમેશાં નિશાળમાં જવું, ત્યાં ધ્યાન દઇને ભણવું, ગુરુની શિખામણ માનવી ને સારી રીત રાખવી. સારી રીતે સમજો, કે રમતમાં મન રાખવું નહિ ને નિશાળમાંથી નીસરીને પાંસરૂં ઘેર જવું.

## પાઠ ૯ મો. મા વિષે કવિતા.

| | |
|---|---|
| પંપાળીને=શરીરપર હાથ ફેરવીને | જાત=શરીર |
| કલોલ=આનંદના અવાજ | લગાર=જરા |
| વાર=વખત | અપાર=ઘણું, પાર વિનાનું |
| હાલો=હાલરડું | આભાર=ઉપકાર, ગુણ, પાડ |

---

* આ ધોરણમાં કવિતાનો સામાન્ય સાર સમજાવવાનો છે.

હું માને જોઈને બહુ ખુશી થાઉં છું ને દોડતો દોડતો મા પે જઉં છું; મને તેડીને છાતી સાથે ચાંપે છે, ને બોકી દઈને બાથ ભીડે છે. મને ખોળામાં લઈને ધવરાવે છે ને પંપાળીને ખુશી થાય છે, મારું મોઢું જોઈને ખુશી થાય છે ને પોતાનાં બધાં દુઃખ ભૂલી જાય છે. મારા બોલ મીઠા લાગે છે, જાણે પંખી આનંદના અવાજ કરતાં હોય ! મા મને સારૂં સારૂં ખાવાનું આપે છે ને મારૂં શરીર બહુ સંભાળે છે. મને જરા રોતો જાણે કે તરત ગભરાતી દોડે છે; હું હસું રમું તો બહુ ખુશ થાય છે ને મને ઉંઘાડવાને હાલરડું ગાય છે. હું માંદો પડું તો ઓસડ પાય છે ને પોતે પૂરૂં જમતી પણ નથી. માતા, તારૂં હેત પાર વિનાનું છે, હું તારો ઘણો ઉપકાર માનું છું.

## પાઠ ૨૨ મો. ઇશ્વરનું ભજન.

| | |
|---|---|
| વીસરૂં=ભૂલું | દામ=પૈસા |
| અગણિત=ગણાય નહિ તેટલા | સરજાવં=બનાવી |
| ઉજાસને કામ=અજવાળાને માટે | ઠામ=ઠેકાણું |
| ઉપયોગી=ખપની, કામની | હામ=હિંમત |

કોઈ દિવસ પ્રભુનું નામ હું ભૂલીશ નહિ.

ચંદ્ર, સુરજ ને ઘણા તારા અજવાળા માટે કર્યા છે. કોઈ૦

ઉપયોગી હવા તેં બહુ આપી છે કે જેથી તેની કંઇ કિંમત બેસતી નથી કોઈ૦

તું વરસાદથી અન્ન આપે છે ને તમામ જીવોને પાળે છે. કોઈ૦

દૂધ દહીં દેવા માટે બધે ઠેકાણે ગાય ભેંસ બનાવી છે. કોઈ૦

ઝાડ, પાન, ફળ, ફુલ, આંબો, ગુલાબ, ને બદામ બનાવ્યાં છે, કોઈ૦

કૃપા કરીને સેવકને ઘણી વિદ્યા, સુખ ને હિંમત આપો. કોઈ૦

## પાઠ ૨૫ મો.

અમાપ=માપ વગરની, ઘણી
તીરથ કરવા=જાત્રા કરવા
પરખી=ઓળખી, જાણી
મનસુબો=વિચાર
ખાંધે=ખભે
અચરજ=નવાઈ
ધનધન=શાબાશ
સંતાપ=દુઃખ
આશિષ=સારી દુઆ, ભલું થવાના શબ્દો.
ફરજ બજાવી=પોતાનું કામ કર્યું
મે'ર=દયા
લીલાલે'ર=આનંદ આનંદ

માધવનાં માબાપ ઘરડાં, લુલાં, આંધળાં ને ગરીબ હતાં, માધવ તેમની ઘણી ચાકરી કરતો. માધવને તેનાં માબાપે કહ્યું, કે અમારા મનની વાત સાંભળ. જો ધનને આંખો હોત તો જાત્રા કરવા જાત. માધવે માબાપનું મન ઓળખીને તેમને સુખી કરવા ધાર્યું. માધવે વિચાર કર્યો, કે જો કાવડ કરીને માબાપને ફેરવું તો આ દુઃખ જાય. તેથી કાવડ તૈયાર કરીને બે પડખે માબાપને બેસાડયાં. માધવે ખભે કાવડ લીધી, ને તીરથ કરવા ચાલ્યો. માધવના માબાપ પરના આવા હેતથી સૌ નવાઇ પામ્યાં. આવા દીકરાને અને તેરાનાં માબાપને ધન્ય છે. દીકરા સરા હોય તો દુઃખ રહે નહિ. માબાપને બધાં તીરથ ફેરવીને માધવ ઘેર ગયો ત્યારે તેનાં માબાપ બહુ રાજી થયાં ને તેને ઘણી આશિષ દીધી. દીકરે પોતાનું કામ બરાબર કર્યું તેથી પ્રભુએ મહેરબાની કરી માબાપને સુખ આપવાથી આનંદ આનંદ થાય.

## પાઠ ૨૬ મો કાપણી.

ઉમંગે=હોંસથી
ફાલ= પાક
કાંઅઆમાટે !
હૈયે=મનમાં
સંપે=હળીમળીને
લણણી=ડુંડાંની કાપણી.

હે બધાં બાળકો, આમ આવો. આપણે હોંસથી કાપણીનું કામ કરીએ. જુઓ, જુઓ, પેલી વાદળીઓ વરસીને ચાલી જાય છે. તે બારમાસનું અનાજ પીરસીને હંમેશાં હળીમળીને રહે છે. જુઓ! ખેતરમાં કેવો સુંદર પાક ઉભરાયો છે! ચાલો, હોંસથી લણીએ. શા માટે કાલ કરીએ? હાથમાં વાંકું દાતરડું લઇને આમ ડુંડાં કાપો. મનમાં હિંમત રાખીને તેનો ખળામાં ઢગલો કરો. અનાજની લણણી પૂરી થઇ, હવે બધાં ઘાસ કાપો. ચાર ઘાસની કોળી કરીને આ બાજુએ મૂકો. પછી તેના પૂળા કરીને ગાડામાં નાખી, કામ પૂરૂં કરી, ઘેર જઇ, વાળુ કરીને બધા ઇશ્વરનું નામ લો.

## પાઠ ૩૦ મો. ખળાં.

કણ=દાણા
પિલાય=કચરાય
ઉપણીએ=વાવલીએ
હાથોહાથ=બધાના હાથ વાપરી
કાજ=કામ
ફળ=ફાયદો, બદલો.

બધાં બાળકો, તમે આવો. જુઓ, ખળાં તૈયાર દેખાય છે. ચાલો, આજે ડુંડાંમાંનું અનાજ છુટું કરીએ. જેમ બળદો ગોળ ફરે તે તેમ આપણે ફરીએ. જો ડુંડાં સારાં પિલાય તો તરત દાણા છુટા થાય. આમ ટોપલામાં ભરીએ અને બધું અનાજ ઉપણીએ. જુઓ! જુઓ! ફુંસાં ઉડી જાય છે ને બધા દાણા નીચે વેરાય છે. હવે કોથળાઓ લઇએ ને હાથોહાથ તેમાં અનાજ ભરીએ. ખેડુતનું કામ કરીએ તો મહેનતનું ફળ આજે મળે.



# પાઠને મથાળે આપેલા અઘરા શબ્દો.*

ક્ + ષ = ક્ષ. અક્ષર.
ઠ્ + ય = ઠ્ય. ઊઠ્યાં.
ત્ + ર = ત્ર. ત્રીજે.
ક્ + ર = ક્ર. શુક્રવાર.
લ્ + લ = લ્લ. છેલ્લો.
હ્ + ય = હ્ય. રહ્યો.
શ્ + વ = શ્વ. ઇશ્વર.
જ્ + ઞ = જ્ઞ. જ્ઞાન.
ત્ + ય = ત્ય. નિત્ય.
ગ્ + ય = ગ્ય. લાગ્યો.
ક્ + ખ = ક્ખ ચોક્ખા.
વ્ + ય = વ્ય. ભાવ્યો.
ક્ + ય = ક્ય. ક્યારે.
પ્ + ય = પ્ય. આપ્યા.
ડ્ + ય = ડ્ય. અડાડ્યો.
ર્ + વ = ર્વ. સર્વે.
ત્ + ય = ત્ય. ત્યાં.
લ્ + ય = લ્ય. બોલ્યો.
પ્ + ર = પ્ર. પ્રમાણે.
સ્ + ય = સ્ય. પીરસ્યાં.
બ્ + બ = બ્બ. બબ્બે

ળ્ + ય = ળ્ય. મળ્યો
જ્ + ય = જ્ય. ખીજ્યા.
ક્ + ક = ક્ક. નક્કી.
ટ્ + ટ = ટ્ટ. છુટ્ટો.
ટ્ + ય = ટ્ય. છૂટ્યો.
પ્ + પ = પ્પ. ચપ્પુ.
મ્ + ય = મ્ય. ગમ્યો.
ણ્ + ય = ણ્ય. આણ્યો.
છ્ + ય = છ્ય. પૂછ્યું.
શ્ + ક = શ્ક. મશ્કરી.
સ્ + ત = સ્ત. પસ્તાય.
ચ્ + ય = ચ્ય. બચ્યાં.
ક્ + ત = ક્ત. જુક્તિ.
ન્ + ન = ન્ન. અન્ન.
ખ્ + ય = ખ્ય. ભૂખ્યો.
દ્ + ય = દ્ય. વિદ્યા.
દ્ + ર = દ્ર. ચંદ્ર.
સ્ + વ = સ્વ.
પ્ + ન = પ્ન. } સ્વપ્નું.
દ્ + ર = દ્ર. ચંદ્રમા.

---

* આ શબ્દોની જોડણી, ઉચ્ચાર ને લેખન શિક્ષકે ઘણી સંભાળથી શિખવવાં.

ત્ + ય = ત્ય. સાંખુખી.
ળ્ + ય = ળ્ય. નીકળ્યા.
લ્ + ય = લ્ય. બોલ્યો.
ડ્ + ય = ડ્ય. બેસાડ્યાં.
વ્ + ય = વ્ય. આવ્યાં.
+ ય = ગ્ય. લાગ્યાં.
ભ્ + ય = ભ્ય. થોભ્યાં.
હ્ + ય = હ્ય. રહ્યાં.
ક્ + ખ = ક્ખ. ચોક્ખી,
પ્ + ય = પ્ય. પ્યાલું
ર્ + ય = ર્ય. નીતર્યું.
સ્ + ત = સ્ત. રસ્તા.
ટ્ + ઠ = ટ્ઠ. ભટ્ઠી.
ચ્ + ય = ચ્ય. સીંચ્યા.
પ્ + પ = પ્પ. ચપ્પુ.
+ ય = ખ્ય. નાખ્યું.

ક્ + ય = ક્ય. મૂક્યો.
છ્ + ય = છ્ય. પૂછ્યું.
+ ય = જ્ય. સમજ્યો.
ત્ + ત = ત્ત. પિત્તળ.
ઢ્ + ય = ઢ્ય. કાઢ્યાં.
ત્ + ર = ત્ર. ત્રીજે.
ક્ + ક = ક્ક. લક્કડકોટ.
ચ્ + ચ = ચ્ચ. વચ્ચે.
ત્ + થ = ત્થ. પત્થર.
શ્ + મ = શ્મ. ચશ્મા.
પ્ + ર = પ્ર. પ્રાણી.
બ્ + બ = બ્બ. બબ્બે.
લ્ + લ = લ્લ. છેલ્લી.
ણ્ + ય = ણ્ય. આણ્યાં.
ધ્ + ય = ધ્ય. બાંધ્યું.

# પાઠની અંદરના બીજા શબ્દો.

| | | | |
|---|---|---|---|
| નિશાળ | કુઓ | જુઠું | દહાડીઆ |
| દિવાળી | મસિઆઈ | છેતર્યાં | કુંવળ |
| લીંપેગુંપે | ઉતર્યાં | શિઆળ | હમણા |
| ફટાકડા | માંડયું | વિચાર | રેલમરેલા |
| વિષે | અહીં | મોં | ટીપ્યો |
| રવિ | પીંઆ | ભિખારી | ઓછાવત્તા |
| ગુરુ | શેતરંજી | પ્રભુ | તાણું |
| શનિ | જીત્યો | પકડયું | ત્રિકોણ |
| અડવાડીઉં | રડયા | શિકાર | કાણુવાળું |
| પાટીઉં | પરીક્ષા | બચ્યું | મુળીઉં |
| ફુલઝાડ | ફેંકાફેંકી | પુરુષ | ખરબચડી |
| ચિત્રા | દુઃખ | પરમેશ્વર | લીલુંછમ |
| શિક્ષા | નહિ | મઝાની | હીંડે છે |
| અંગરખી | માર્યાં | ઉંદરીઉં | શીંગડાં |
| લેંઘી | પ્રાણી | હંમેશાં | નિરાંતે |
| ચોકખાઈ | ફાંદ્રાં | પુંછડા | ચત્તુંપાટ |
| ફોલ્લા | તૈયાર | આશિષ | શિખંડ |
| વરસગાંઠ | હોશિયાર | ચતુરાઈ | ઇંડાં |
| ભત્રીજો. | લલ્લુ | ચમચાર | શીખવ્યું |

## (આંક) અગિઆર એકાથી વીશ એકા સુધી.

૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ અગિચાર એકું અગિચાર.

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૧ | ૧ | ૧૧ | ૧૨ | ૧ | ૧૨ | ૧૩ | ૧ | ૧૩ | ૧૪ | ૧ | ૧૪ | ૧૫ | ૧ | ૧૫ |
| ૧૧ | ૨ | ૨૨ | ૧૨ | ૨ | ૨૪ | ૧૩ | ૨ | ૨૬ | ૧૪ | ૨ | ૨૮ | ૧૫ | ૨ | ૩૦ |
| ૧૧ | ૩ | ૩૩ | ૧૨ | ૩ | ૩૬ | ૧૩ | ૩ | ૩૯ | ૧૪ | ૩ | ૪૨ | ૧૫ | ૩ | ૪૫ |
| ૧૧ | ૪ | ૪૪ | ૧૨ | ૪ | ૪૮ | ૧૩ | ૪ | ૫૨ | ૧૪ | ૪ | ૫૬ | ૧૫ | ૪ | ૬૦ |
| ૧૧ | ૫ | [illegible] | ૧૨ | ૫ | ૬૦ | ૧૩ | ૫ | ૬૫ | ૧૪ | ૫ | ૭૦ | ૧૫ | ૫ | ૭૫ |
| ૧૧ | ૬ | ૬૬ | ૧૨ | ૬ | ૭૨ | ૧૩ | ૬ | ૭૮ | ૧૪ | ૬ | ૮૪ | ૧૫ | ૬ | ૯૦ |
| ૧૧ | ૭ | ૭૭ | ૧૨ | ૭ | ૮૪ | ૧૩ | ૭ | ૯૧ | ૧૪ | ૭ | ૯૮ | ૧૫ | ૭ | ૧૦૫ |
| ૧૧ | ૮ | ૮૮ | ૧૨ | ૮ | ૯૬ | ૧૩ | ૮ | ૧૦૪ | ૧૪ | ૮ | ૧૧૨ | ૧૫ | ૮ | ૧૨૦ |
| ૧૧ | ૯ | ૯૯ | ૧૨ | ૯ | ૧૦૮ | ૧૩ | ૯ | ૧૧૭ | ૧૪ | ૯ | ૧૨૬ | ૧૫ | ૯ | ૧૩૫ |
| ૧૧ | ૧૦ | ૧૧૦ | ૧૨ | ૧૦ | ૧૨૦ | ૧૩ | ૧૦ | ૧૩૦ | ૧૪ | ૧૦ | ૧૪૦ | ૧૫ | ૧૦ | ૧૫૦ |

: : : : : : : : : : : અગિચાર દુ બાવીશ.

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૬ | ૧ | ૧૬ | ૧૭ | ૧ | ૧૭ | ૧૮ | ૧ | ૧૮ | ૧૯ | ૧ | ૧૯ | ૨૦ | ૧ | ૨૦ |
| ૧૬ | ૨ | ૩૨ | ૧૭ | ૨ | ૩૪ | ૧૮ | ૨ | ૩૬ | ૧૯ | ૨ | ૩૮ | ૨૦ | ૨ | ૪૦ |
| ૧૬ | ૩ | ૪૮ | ૧૭ | ૩ | ૫૧ | ૧૮ | ૩ | ૫૪ | ૧૯ | ૩ | ૫૭ | ૨૦ | ૩ | ૬૦ |
| ૧૬ | ૪ | ૬૪ | ૧૭ | ૪ | ૬૮ | ૧૮ | ૪ | ૭૨ | ૧૯ | ૪ | ૭૬ | ૨૦ | ૪ | ૮૦ |
| ૧૬ | ૫ | ૮૦ | ૧૭ | ૫ | ૮૫ | ૧૮ | ૫ | ૯૦ | ૧૯ | ૫ | ૯૫ | ૨૦ | ૫ | ૧૦૦ |
| ૧૬ | ૬ | ૯૬ | ૧૭ | ૬ | ૧૦૨ | ૧૮ | ૬ | ૧૦૮ | ૧૯ | ૬ | ૧૧૪ | ૨૦ | ૬ | ૧૨૦ |
| ૧૬ | ૭ | ૧૧૨ | ૧૭ | ૭ | ૧૧૯ | ૧૮ | ૭ | ૧૨૬ | ૧૯ | ૭ | ૧૩૩ | ૨૦ | ૭ | ૧૪૦ |
| ૧૬ | ૮ | ૧૨૮ | ૧૭ | ૮ | ૧૩૬ | ૧૮ | ૮ | ૧૪૪ | ૧૯ | ૮ | ૧૫૨ | ૦ | ૮ | ૧૬૦ |
| ૧૬ | ૯ | ૧૪૪ | ૧૭ | ૯ | ૧૫૩ | ૧૮ | ૯ | ૧૬૨ | ૧૯ | ૯ | ૧૭૧ | ૨૦ | ૯ | ૧૮૦ |
| ૧૬ | ૧૦ | ૧૬૦ | ૧૭ | ૧૦ | ૧૭૦ | ૧૮ | ૧૦ | ૧૮૦ | ૧૯ | ૧૦ | ૧૯૦ | ૨૦ | ૧૦ | ૨૦૦ |

૧૭ નવાં? ૧૫ છક? કેટલા સત્તું ૧૧૨? કેટલા ચોક ૬૦?

# એકવીશ એકાથી ત્રીશ એકા સુધી.

## ૨૧ વાર એક લેતાં ૨૧ થાય છે.

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૧ | ૧ | ૨૧ | ૨૨ | ૧ | ૨૨ | ૨૩ | ૧ | ૨૩ | ૨૪ | ૧ | ૨૪ | ૨૫ | ૧ | ૨૫ |
| ૨૧ | ૨ | ૪૨ | ૨૨ | ૨ | ૪૪ | ૨૩ | ૨ | ૪૬ | ૨૪ | ૨ | ૪૮ | ૨૫ | ૨ | ૫૦ |
| ૨૧ | ૩ | ૬૩ | ૨૨ | ૩ | ૬૬ | ૨૩ | ૩ | ૬૯ | ૨૪ | ૩ | ૭૨ | ૨૫ | ૩ | ૭૫ |
| ૨૧ | ૪ | ૮૪ | ૨૨ | ૪ | ૮૮ | ૨૩ | ૪ | ૯૨ | ૨૪ | ૪ | ૯૬ | ૨૫ | ૪ | ૧૦૦ |
| ૨૧ | ૫ | ૧૦૫ | ૨૨ | ૫ | ૧૧૦ | ૨૩ | ૫ | ૧૧૫ | ૨૪ | ૫ | ૧૨૦ | ૨૫ | ૫ | ૧૨૫ |
| ૨૧ | ૬ | ૧૨૬ | ૨૨ | ૬ | ૧૩૨ | ૨૩ | ૬ | ૧૩૮ | ૨૪ | ૬ | ૧૪૪ | ૨૫ | ૬ | ૧૫૦ |
| ૨૧ | ૭ | ૧૪૭ | ૨૨ | ૭ | ૧૫૪ | ૨૩ | ૭ | ૧૬૧ | ૨૪ | ૭ | ૧૬૮ | ૨૫ | ૭ | ૧૭૫ |
| ૨૧ | ૮ | ૧૬૮ | ૨૨ | ૮ | ૧૭૬ | ૨૩ | ૮ | ૧૮૪ | ૨૪ | ૮ | ૧૯૨ | ૨૫ | ૮ | ૨૦૦ |
| ૨૧ | ૯ | ૧૮૯ | ૨૨ | ૯ | ૧૯૮ | ૨૩ | ૯ | ૨૦૭ | ૨૪ | ૯ | ૨૧૬ | ૨૫ | ૯ | ૨૨૫ |
| ૨૧ | ૧૦ | ૨૧૦ | ૨૨ | ૧૦ | ૨૨૦ | ૨૩ | ૧૦ | ૨૩૦ | ૨૪ | ૧૦ | ૨૪૦ | ૨૫ | ૧૦ | ૨૫૦ |

## ૨૧ વાર બે લેતાં ૪૨ થાય છે.

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૬ | ૧ | ૨૬ | ૨૭ | ૧ | ૨૭ | ૨૮ | ૧ | ૨૮ | ૨૯ | ૧ | ૨૯ | ૩૦ | ૧ | ૩૦ |
| ૨૬ | ૨ | ૫૨ | ૨૭ | ૨ | ૫૪ | ૨૮ | ૨ | ૫૬ | ૨૯ | ૨ | ૫૮ | ૩૦ | ૨ | ૬૦ |
| ૨૬ | ૩ | ૭૮ | ૨૭ | ૩ | ૮૧ | ૨૮ | ૩ | ૮૪ | ૨૯ | ૩ | ૮૭ | ૩૦ | ૩ | ૯૦ |
| ૨૬ | ૪ | ૧૦૪ | ૨૭ | ૪ | ૧૦૮ | ૨૮ | ૪ | ૧૧૨ | ૨૯ | ૪ | ૧૧૬ | ૩૦ | ૪ | ૧૨૦ |
| ૨૬ | ૫ | ૧૩૦ | ૨૭ | ૫ | ૧૩૫ | ૨૮ | ૫ | ૧૪૦ | ૨૯ | ૫ | ૧૪૫ | ૩૦ | ૫ | ૧૫૦ |
| ૨૬ | ૬ | ૧૫૬ | ૨૭ | ૬ | ૧૬૨ | ૨૮ | ૬ | ૧૬૮ | ૨૯ | ૬ | ૧૭૪ | ૩૦ | ૬ | ૧૮૦ |
| ૨૬ | ૭ | ૧૮૨ | ૨૭ | ૭ | ૧૮૯ | ૨૮ | ૭ | ૧૯૬ | ૨૯ | ૭ | ૨૦૩ | ૩૦ | ૭ | ૨૧૦ |
| ૨૬ | ૮ | ૨૦૮ | ૨૭ | ૮ | ૨૧૬ | ૨૮ | ૮ | ૨૨૪ | ૨૯ | ૮ | ૨૩૨ | ૩૦ | ૮ | ૨૪૦ |
| ૨૬ | ૯ | ૨૩૪ | ૨૭ | ૯ | ૨૪૩ | ૨૮ | ૯ | ૨૫૨ | ૨૯ | ૯ | ૨૬૧ | ૩૦ | ૯ | ૨૭૦ |
| ૨૬ | ૧૦ | ૨૬૦ | ૨૭ | ૧૦ | ૨૭૦ | ૨૮ | ૧૦ | ૨૮૦ | ૨૯ | ૧૦ | ૨૯૦ | ૩૦ | ૧૦ | ૩૦૦ |

૨૫ નવાં ? ૨૭ છક ? કેટલા સતું ૧૬૧ ? કેટલા ચોક ૧૧૬ ?

## પાયાં. ૦।

કોઇ વસ્તુના ચાર સરખા ભાગ કરીએ તો તે હરક ભાગ 'પા' કહેવાય.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૦। ૦। | ૧૧ | ૦। ૨।।। | ૨૧ | ૦। । | ૩૧ | ૦। ૭।।। | ૪૧ | ૦। ૧૦। |
| ૨ | ૦। ૦॥ | ૧૨ | ૦। ૩ | ૨૨ | । ૫॥ | ૩૨ | ૦। ૮ | ૪૨ | ૦। ૧૦॥ |
| ૩ | ૦। ૦।।। | ૧૩ | ૦। ૩। | ૨૩ | ૦। ૫।।। | ૩૩ | ૦। ૮। | ૪૩ | ૦। ૧૦।।। |
| ૪ | ૦। ૧ | ૧૪ | ૦। ૩॥ | ૨૪ | ૦। ૬ | ૪ | ૦। ૮॥ | ૪૪ | । ૧૧ |
| ૫ | ૦। ૧। | ૧૫ | ૦। ૩।।। | ૨૫ | ૦। ૬। | ૩૫ | ૦। ૮।।। | ૪૫ | ૦। ૧૧। |
| ૬ | ૦। ૧॥ | ૧૬ | ૦। ૪ | ૨૬ | ૦। ૬॥ | ૩૬ | ૦। ૯ | ૪૬ | ૦। ૧૧॥ |
| ૭ | ૦। ૧।।। | ૧૭ | ૦। ૪। | ૨૭ | ૦। ૬।।। | ૩૭ | ૦। ૯। | ૪૭ | ૦। ૧૧।।। |
| ૮ | ૦। ૨ | ૧૮ | ૦। ૪॥ | ૨૮ | ૦। ૭ | ૩૮ | ૦। ૯॥ | ૪૮ | ૦। ૧૨ |
| ૯ | ૦। ૨। | ૧૯ | ૦। ૪।।। | ૨૯ | ૦। ૭। | ૩૯ | ૦। ૯।।। | ૪૯ | । ૧૨। |
| ૧૦ | ૦। ૨॥ | ૨૦ | ૦। ૫ | ૩૦ | ૦। ૭॥ | ૪૦ | ૦। ૧૦ | ૫૦ | ૦। ૧૨॥ |

એક આખી વસ્તુમાંથી ચાર પા થાય.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૫૧ | ૦। ૧૨।।। | ૬૧ | ૦। ૧૫। | ૭૧ | ૦। ૧૭।।। | ૮૧ | ૦। ૨ । | ૯૧ | ૦। ૨૨।।। |
| ૫૨ | ૦। ૧૩ | ૬૨ | ૦। ૧૫॥ | ૭૨ | ૦। ૧૮ | ૮૨ | ૦। ૨૦॥ | ૯૨ | ૦। ૨૩ |
| ૫૩ | ૦। ૧૩। | ૬૩ | ૦। ૧૫।।। | ૭૩ | ૦। ૧૮। | ૮૩ | । ૨૦।।। | ૯૩ | ૦। ૨૩। |
| ૫૪ | ૦। ૧૩॥ | ૬૪ | ૦। ૧૬ | ૭૪ | ૦। ૧૮॥ | ૮૪ | ૦। ૨૧ | ૯૪ | ૦। ૨૩॥ |
| ૫૫ | ૦। ૧૩।।। | ૬૫ | ૦। ૧૬। | ૭૫ | ૦। ૧૮।।। | ૮૫ | ૦। ૨૧। | ૯૫ | ૦। ૨૩।।। |
| ૫૬ | ૦। ૧૪ | ૬૬ | ૦। ૧૬॥ | ૭૬ | ૦। ૧૯ | ૮૬ | ૦। ૨૧॥ | ૯૬ | ૦। ૨૪ |
| ૫૭ | ૦। ૧૪। | ૬૭ | ૦। ૧૬।।। | ૭૭ | ૦। ૧૯। | ૮૭ | ૦। ૨૧।।। | ૯૭ | ૦। ૨૪। |
| ૫૮ | ૦। ૧૪॥ | ૬૮ | । ૧૭ | ૭૮ | ૦। ૯॥ | ૮૮ | ૦। ૨૨ | ૯૮ | ૦। ૨૪॥ |
| ૫૯ | ૦। ૧૪।।। | ૬૯ | ૦। ૧૭। | ૭૯ | ૦। ૧૯।।। | ૮૯ | ૦। ૨૨। | ૯૯ | ૦। ૨૪।।। |
| ૬૦ | ૦। ૧૫ | ૭૦ | ૦। ૭॥ | ૮૦ | ૦। ૨૦ | ૯૦ | । ૨૨॥ | ૧૦૦ | ૦। ૨૫ |

કેટલા પા ૧॥ ? કેટલા પા ૧૯॥ ? ૫૭ પા ? ૬૮ પા ?

## અર્ધાં. ૦॥

કોઇ વસ્તુના બે સરખા ભાગ કરીએ તો દરેક ભાગ અર્ધું કહેવાય.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ ૦॥ ૦॥ | ૧૧ ૦॥ ૫॥ | ૨૧ ૦॥ ૧૦॥ | ૩૧ ૦॥ ૧૫॥ | ૪૧ ૦॥ ૨૦॥ |
| ૨ ૦॥ ૧ | ૧૨ ૦॥ ૬ | ૨૨ ૦॥ ૧૧ | ૩૨ ૦॥ ૧૬ | ૪૨ ૦॥ ૨૧ |
| ૩ ૦॥ ૧॥ | ૧૩ ૦॥ ૬॥ | ૨૩ ૦॥ ૧૧॥ | ૩૩ ૦॥ ૧૬॥ | ૪૩ ૦॥ ૨૧॥ |
| ૪ ૦॥ ૨ | ૧૪ ૦॥ ૭ | ૨૪ ૦॥ ૧૨ | ૩૪ ૦॥ ૧૭ | ૪૪ ૦॥ ૨૨ |
| ૫ ૦॥ ૨॥ | ૧૫ ૦॥ ૭॥ | ૨૫ ૦॥ ૧૨॥ | ૩૫ ૦॥ ૧૭॥ | ૪૫ ૦॥ ૨૨॥ |
| ૬ ૦॥ ૩ | ૧૬ ૦॥ ૮ | ૨૬ ૦॥ ૧૩ | ૩૬ ૦॥ ૧૮ | ૪૬ ૦॥ ૨૩ |
| ૭ ૦॥ ૩॥ | ૧૭ ૦॥ ૮॥ | ૨૭ ૦॥ ૧૩॥ | ૩૭ ૦॥ ૧૮॥ | ૪૭ ૦॥ ૨૩॥ |
| ૮ ૦॥ ૪ | ૧૮ ૦॥ ૯ | ૨૮ ૦॥ ૧૪ | ૩૮ ૦॥ ૧૯ | ૪૮ ૦॥ ૨૪ |
| ૯ ૦॥ ૪॥ | ૧૯ ૦॥ ૯॥ | ૨૯ ૦॥ ૧૪॥ | ૩૯ ૦॥ ૧૯॥ | ૪૯ ૦॥ ૨૪॥ |
| ૧૦ ૦॥ ૫ | ૨૦ ૦॥ ૧૦ | ૩૦ ૦॥ ૧૫ | ૪૦ ૦॥ ૨૦ | ૫૦ ૦॥ ૨૫ |

એક આખી વસ્તુમાંથી બે અર્ધાં થાય.

| | | | | |
|---|---|---|---|---|
| ૫૧ ૦॥ ૨૫॥ | ૬૧ ૦॥ ૩૦॥ | ૭૧ ૦॥ ૩૫॥ | ૮૧ ૦॥ ૪૦॥ | ૯૧ ૦॥ ૪૫॥ |
| ૫૨ ૦॥ ૨૬ | ૬૨ ૦॥ ૩૧ | ૭૨ ૦॥ ૩૬ | ૮૨ ૦॥ ૪૧ | ૯૨ ૦॥ ૪૬ |
| ૫૩ ૦॥ ૨૬॥ | ૬૩ ૦॥ ૩૧॥ | ૭૩ ૦॥ ૩૬॥ | ૮૩ ૦॥ ૪૧॥ | ૯૩ ૦॥ ૪૬॥ |
| ૫૪ ૦॥ ૨૭ | ૬૪ ૦॥ ૩૨ | ૭૪ ૦॥ ૩૭ | ૮૪ ૦॥ ૪૨ | ૯૪ ૦॥ ૪૭ |
| ૫૫ ૦॥ ૨૭॥ | ૬૫ ૦॥ ૩૨॥ | ૭૫ ૦॥ ૩૭॥ | ૮૫ ૦॥ ૪૨॥ | ૯૫ ૦॥ ૪૭॥ |
| ૫૬ ૦॥ ૨૮ | ૬૬ ૦॥ ૩૩ | ૭૬ ૦॥ ૩૮ | ૮૬ ૦॥ ૪૩ | ૯૬ ૦॥ ૪૮ |
| ૫૭ ૦॥ ૨૮॥ | ૬૭ ૦॥ ૩૩॥ | ૭૭ ૦॥ ૩૮॥ | ૮૭ ૦॥ ૪૩॥ | ૯૭ ૦॥ ૪૮॥ |
| ૫૮ ૦॥ ૨૯ | ૬૮ ૦॥ ૩૪ | ૭૮ ૦॥ ૩૯ | ૮૮ ૦॥ ૪૪ | ૯૮ ૦॥ ૪૯ |
| ૫૯ ૦॥ ૨૯॥ | ૬૯ ૦॥ ૩૪॥ | ૭૯ ૦॥ ૩૯॥ | ૮૯ ૦॥ ૪૪॥ | ૯૯ ૦॥ ૪૯॥ |
| ૬૦ ૦॥ ૩૦ | ૭૦ ૦॥ ૩૫ | ૮૦ ૦॥ ૪૦ | ૯૦ ૦॥ ૪૫ | ૧૦૦ ૦॥ ૫૦ |

૭૩ અર્ધું ? ૯૫ અર્ધું ? કેટલા અર્ધું ૨૭॥ ? કેટલા અર્ધું ૧૪ ?

| દોઢાં. | | | ૧॥ | |
|---|---|---|---|---|
| એક આખી વસ્તુ સાથે બીજી ૦॥ વસ્તુ મળે તો દોઢ થાય. | | | | |
| ૧ ૧॥ ૧॥ | ૧૧ ૧॥ ૧૬॥ | ૨૧ ૧॥ ૩૧॥ | ૩૧ ૧॥ ૪૬॥ | ૪૧ ૧॥ ૬૧॥ |
| ૨ ૧॥ ૩ | ૧૨ ૧॥ ૧૮ | ૨૨ ૧॥ ૩૩ | ૩૨ ૧॥ ૪૮ | ૪૨ ૧॥ ૬૩ |
| ૩ ૧॥ ૪॥ | ૧૩ ૧॥ ૧૯॥ | ૨૩ ૧॥ ૩૪॥ | ૩૩ ૧॥ ૪૯॥ | ૪૩ ૧॥ ૬૪॥ |
| ૪ ૧॥ ૬ | ૧૪ ૧॥ ૨૧ | ૨૪ ૧॥ ૩૬ | ૩૪ ૧॥ ૫૧ | ૪૪ ૧॥ ૬૬ |
| ૫ ૧॥ ૭॥ | ૧૫ ૧॥ ૨૨॥ | ૨૫ ૧॥ ૩૭॥ | ૩૫ ૧॥ ૫૨॥ | ૪૫ ૧॥ ૬૭॥ |
| ૬ ૧॥ ૯ | ૧૬ ૧॥ ૨૪ | ૨૬ ૧॥ ૩૯ | ૩૬ ૧॥ ૫૪ | ૪૬ ૧॥ ૬૯ |
| ૭ ૧॥ ૧૦॥ | ૧૭ ૧॥ ૨૫॥ | ૨૭ ૧॥ ૪૦॥ | ૩૭ ૧॥ ૫૫॥ | ૪૭ ૧॥ ૭૦॥ |
| ૮ ૧॥ ૧૨ | ૧૮ ૧॥ ૨૭ | ૨૮ ૧॥ ૪૨ | ૩૮ ૧॥ ૫૭ | ૪૮ ૧॥ ૭૨ |
| ૯ ૧॥ ૧૩॥ | ૧૯ ૧॥ ૨૮॥ | ૨૯ ૧॥ ૪૩॥ | ૩૯ ૧॥ ૫૮॥ | ૪૯ ૧॥ ૭૩॥ |
| ૧૦ ૧॥ ૧૫ | ૨૦ ૧॥ ૩૦ | ૩૦ ૧॥ ૪૫ | ૪૦ ૧॥ ૬૦ | ૫૦ ૧॥ ૭૫ |
| એનું બીજું નામ 'દ્દા' છે. દોમાં અર્ધું ઓછું માટે દોઢ કહેવાય છે. | | | | |
| ૫૧ ૧॥ ૭૬॥ | ૬૧ ૧॥ ૯૧॥ | ૭૧ ૧॥ ૧૦૬॥ | ૮૧ ૧॥ ૧૨૧॥ | ૯૧ ૧॥ ૧૩૬॥ |
| ૫૨ ૧॥ ૭૮ | ૬૨ ૧॥ ૯૩ | ૭૨ ૧॥ ૧૦૮ | ૮૨ ૧॥ ૧૨૩ | ૯૨ ૧॥ ૧૩૮ |
| ૫૩ ૧॥ ૭૯॥ | ૬૩ ૧॥ ૯૪॥ | ૭૩ ૧॥ ૧૦૯॥ | ૮૩ ૧॥ ૧૨૪॥ | ૯૩ ૧॥ ૧૩૯॥ |
| ૫૪ ૧॥ ૮૧ | ૬૪ ૧॥ ૯૬ | ૭૪ ૧॥ ૧૧૧ | ૮૪ ૧॥ ૧૨૬ | ૯૪ ૧॥ ૧૪૧ |
| ૫૫ ૧॥ ૮૨॥ | ૬૫ ૧॥ ૯૭॥ | ૭૫ ૧॥ ૧૧૨॥ | ૮૫ ૧॥ ૧૨૭॥ | ૯૫ ૧॥ ૧૪૨॥ |
| ૫૬ ૧॥ ૮૪ | ૬૬ ૧॥ ૯૯ | ૭૬ ૧॥ ૧૧૪ | ૮૬ ૧॥ ૧૨૯ | ૯૬ ૧॥ ૧૪૪ |
| ૫૭ ૧॥ ૮૫॥ | ૬૭ ૧॥ ૧૦૦॥ | ૭૭ ૧॥ ૧૧૫॥ | ૮૭ ૧॥ ૧૩૦॥ | ૯૭ ૧॥ ૧૪૫॥ |
| ૫૮ ૧॥ ૮૭ | ૬૮ ૧॥ ૧૦૨ | ૭૮ ૧॥ ૧૧૭ | ૮૮ ૧॥ ૧૩૨ | ૯૮ ॥ ૧૪૭ |
| ૫૯ ૧॥ ૮૮॥ | ૬૯ ૧॥ ૧૦૩॥ | ૭૯ ૧॥ ૧૧૮॥ | ૮૯ ૧॥ ૧૩૩॥ | ૯૯ ૧॥ ૧૪૮॥ |
| ૬૦ ૧॥ ૯૦ | ૭૦ ૧॥ ૧૦૫ | ૮૦ ૧॥ ૧૨૦ | ૯૦ ૧॥ ૧૩૫ | ૧૦૦ ૧॥ ૧૫૦ |

૫૩ દોઢું ? ૬૮ દોઢું ? કેટલા દોઢું ૩૬ ? કેટલા દોઢું ૯૬ ?

## અઢીઆ. ૨॥

એ આખી વસ્તુ સાથે બીજી ॥ વસ્તુ મળે ત્યારે 'અઢી' થાય.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ ૨॥ ૨॥ | ૧૧ ૨॥ ૨૭॥ | ૨૧ ૨॥ [illegible] | ૩૧ ૨॥ ૭૭॥ | ૪૧ ૨॥૧૦૨॥ |
| ૨ ૨॥ ૫ | ૧૨ ૨॥ ૩૦ | ૨૨ ૨॥ ૫૫ | ૩૨ ૨॥ ૮૦ | ૪૨ ૨॥૧૦૫ |
| ૩ ૨॥ ૭॥ | ૧૩ ૨॥ ૩૨॥ | ૨૩ ૨॥ ૫૭॥ | ૩૩ ૨॥ ૮૨॥ | ૪૩ ૨॥૧૦૭॥ |
| ૪ ૨॥ ૧૦ | ૧૪ ૨॥ ૩૫ | ૨૪ ૨॥ ૬૦ | ૩૪ ૨॥ ૮૫ | ૪૪ ૨॥૧૧૦ |
| ૫ ૨॥ ૧૨॥ | ૧૫ ૨॥ ૩૭॥ | ૨૫ ૨॥ ૬૨॥ | ૩૫ ૨॥ ૮૭॥ | ૪૫ ૨॥૧૧૨॥ |
| ૬ ૨॥ ૧૫ | ૧૬ ૨॥ ૪૦ | ૨૬ ૨॥ ૬૫ | ૩૬ ૨॥ ૯૦ | ૪૬ ૨॥૧૧૫ |
| ૭ ૨॥ ૧૭॥ | ૧૭ ૨॥ ૪૨॥ | ૨૭ ૨॥ ૬૭॥ | ૩૭ ૨॥ ૯૨॥ | ૪૭ ૨॥૧૧૭॥ |
| ૮ ૨॥ ૨૦ | ૧૮ ૨॥ ૪૫ | ૨૮ ૨॥ ૭૦ | ૩૮ ૨॥ ૯૫ | ૪૮ ૨॥૧૨૦ |
| ૯ ૨॥ ૨૨॥ | ૧૯ ૨॥ ૪૭॥ | ૨૯ ૨॥ ૭૨॥ | ૩૯ ૨॥ ૯૭॥ | ૪૯ ૨॥૧૨૨॥ |
| ૧૦ ૨॥ ૨૫ | ૨૦ ૨॥ ૫૦ | ૩૦ ૨॥ ૭૫ | ૪૦ ૨॥૧૦૦ | ૫૦ ૨॥૧૨૫ |

અર્ધા સાથે દો માટે અઢી કહેવાય છે.

| | | | | |
|---|---|---|---|---|
| ૫૧ ૨॥૧૨૭॥ | ૬૧૨॥૧૫૨॥ | ૭૧૨॥૧૭૭॥ | ૮૧૨॥૨૦૨॥ | ૯૧૨॥૨૨૭॥ |
| ૫૨ ૨॥૧૩૦ | ૬૨૨॥૧૫૫ | ૭૨૨॥૧૮૦ | ૮૨૨॥૨૦૫ | ૯૨૨॥૨૩૦ |
| ૫૩ ૨॥૧૩૨॥ | ૬૩૨॥૧૫૭॥ | ૭૩૨॥૧૮૨॥ | ૮૩૨॥૨૦૭॥ | ૯૩૨॥૨૩૨॥ |
| ૫૪ ૨॥૧૩૫ | ૬૪૨॥૧૬૦ | ૭૪૨॥૧૮૫ | ૮૪૨॥૨૧૦ | ૯૪૨॥૨૩૫ |
| ૫૫ ૨॥૧૩૭॥ | ૬૫૨॥૧૬૨॥ | ૭૫૨॥૧૮ ॥ | ૮૫૨॥૨૧૨॥ | ૯ ૨॥૨૩૭॥ |
| ૫૬ ૨॥૧૪૦ | ૫૬૨॥૧૬૫ | ૭૬૨॥૧૯૦ | ૮૬૨॥૨૧૫ | ૯૬૨॥૨૪૦ |
| ૫૭ ૨॥૧૪૨॥ | ૬૭૨॥૧૬૭॥ | ૭૭૨॥૧૯૨॥ | ૮૭૨॥૨૧૭॥ | ૯૭૨॥૨૪૨॥ |
| ૫૮ ૨॥૧૪૫ | ૬૮૨॥૧૭૦ | ૭૮૨॥૧૯૫ | ૮૮૨॥૨૨૦ | ૯૮૨॥૨૪૫ |
| ૧૯ ૨॥૧૪૭॥ | ૬૯૨॥૧૭૨॥ | ૭૯૨॥૧૯૭॥ | ૮૯૨॥૨૨૨॥ | ૯૯૨॥૨૪૭॥ |
| ૬૦ ૨॥૧૫૦ | ૭૦૨॥૧૭૫ | ૮૦૨॥૨૦૦ | ૯૦૨॥૨૨૫ | ૧૦૦૨॥૨૫૦ |

૫૫ અઢીઉ? ૮૯ અઢીઉ? કેટલા અઢીઉ ૮૫? કેટલા અઢીઉ ૨૪૫?

# મુખગણિત.

(૧) ૪૭ + ૫, ૫૨ + ૮, ૫૮ + ૮, ૬૬ + ૭, ૭૩ + ૯.

(૨) ૧૦૨ + ૪. ૧ ૬ + ૭, ૧૧૩ + ૯, ૧૨૨+૮, ૧૩૦ + ૬.

(૩) ૮૪ − ૫, ૭૯ − ૭, ૭૨ − ૮, ૬૪− ૬, ૫૮ − ૯.

(૪) ૨૦૦ − ૯, ૧૯૧ − ૭, ૧૮૪ − ૬, ૧૭૮−૧૦, ૧૬૮ − ૭.

(૫) મારી પાસે ૧૮૦ રૂપીઆ છે તેમાંથી ૭ રૂપીઆ વાપરૂં તો કેટલા રહે?

(૬) એક કોથળીમાં ૯૪ રૂપીઆ હતા તેમાં ૯ રૂપીઆ નાખ્યા તો કેટલા થયા?

(૭) એક પૈસાનાં ૭ બોર તો ૯ પૈસાનાં કેટલાં બોર?

(૮) એક આનાનાં ૫ કેળાં તો ૮ આનાનાં કેટલાં કેળાં?

(૯) એક ઘોડાના ૧૦ રૂપીઆ બેસે તો ૯ ઘોડાના કેટલા બેસે?

(૧૦) ૭ ગાયના પગ કેટલા?

(૧૧) ૮ આનાના પૈસા કેટલા?

(૧૨) ૫ રૂપીઆના આના કેટલા?

(૧૩) ૯ ચોપડીના ૨૭ આના બેસે તો ૧ ચોપડીનું શું બેસે?

(૧૪) ૮ છોકરાને ૪૦ બોર વહેંચવાં છે તો ૧ છોકરાને કેટલાં મળે?

(૧૫) ૪૨ રૂપીઆ ૭ ભિખારીને આપીએ તો દરેકને કેટલા રૂ-પીઆ મળે?

(૧૬) ૮૪ પાઇના આના કેટલા?

(૧૭) ૪૦ બેઆનીના રૂપીઆ કેટલા?

(૧૮) ૧૦૫ રૂપીઆની મહોર કેટલી?

| સવળી. | સંખ્યા. | અવળી. | |
|---|---|---|---|
| એકમ. | ૧. | દશહજાર. | ૧૦૦૦૦. |
| દશક. | ૧૦. | હજાર, | ૧૦૦૦. |
| સો. | ૧૦૦. | સો. | ૧૦૦. |
| હજાર. | ૧૦૦૦. | દશક. | ૧૦. |
| દશહજાર. | ૧૦૦૦૦. | એકમ. | ૧. |

સંખ્યાલેખન ને સંખ્યાવાચન.

| દશહજાર | હજાર | સો | દશક | એકમ | |
|---|---|---|---|---|---|
| | | | | ૭ | સાત. |
| | | | ૫ | ૮ | અઠ્ઠાવન. |
| | | ૪ | ૦ | ૯ | ચારસો, નવ. |
| | ૫ | ૦ | ૭ | ૯ | પાંચ હજાર, ઓગણાએંશી, |
| ૯ | ૭ | ૮ | ૭ | ૦ | સત્તાણું હજાર,આઠસો, સિત્તેર. |
| ૮ | ૦ | ૦ | ૦ | ૦ | એંશી હજાર. |
| | ૯ | ૭ | ૦ | ૦ | નવ હજાર, સાતસો. |
| ૪ | ૫ | ૦ | ૬ | ૯ | પિસતાલીશહજાર, ઓગણોતેર. |
| ૯ | ૯ | ૯ | ૯ | ૯ | નવાણું હજાર, નવસો, નવાણું. |

સંખ્યાપૃથક્કરણ—૮૪૮૫૨ નું—આઠ દશ હજાર, ચાર હજાર, આઠ સો, પાંચ દશક ને બે એકમ.

સંખ્યાસંયોગીકરણ—૫ દશહજાર, ૯ સો, ૭ એકમ તે કઇ સંખ્યા ?

જ. ૫૦૯૦૭.

## ચલણી નાણાની ધાત.

તાંબાનાણું—પાઇ, અધેલો, પૈસો ને ઢબુ.
નીકલનાણું—આની ને બેઆની.
રૂપાનાણું...બે આની, પાવલી, અર્ધો, ને રૂપીઓ.
સોનાનાણું—પૌંડ, સોવરીન, કે મહોર.

### (૧) નાણાની ધાત.

૧॥ પાઈનો અધેલો
૩ પાઇનો પૈસો.
૨ પૈસાનો ઢબુ.
૪ પૈસાનો આનો (આની)
૮ પૈસા કે / ૨ આનાની } ૧ બે આની.
૧૬ પૈસા, / ૪ આના કે / ૨ બેઆનીનું } ૧ પાવલું.
૩૨ પૈસા, / ૮ આના, / ૪ બેઆનીકે / ૨ પાવલાંનો } ૧ અર્ધો.
૬૪ પૈસા / ૧૬ આના / ૮ બે આની / ૪ પાવલાંકે / ૨ અર્ધાનો } ૧ રૂપીઓ.
૧૫ રૂપીઆની ૧ મહોર.

### (૨) રૂપીઆની સાથે સંબંધ.

રૂપીઆના અર્ધા ૨
રૂપીઆનાં પાવલાં ૪
રૂપીઆની બે આની ૮
રૂપીઆના આના ૧૬
રૂપીઆના ઢબુ ૩૨
રૂપીઆના પૈસા ૬૪
રૂપીઆના અધેલા ૧૨૮
રૂપીઆની પાઇ ૧૯૨

### (૩) જુદાં જુદાં પરિમાણોના આના.

રૂપીઆના આના ૧૬
૦॥। રૂપીઆના આના ૧૨
૦॥ રૂપીઆના આના ૮
પાવલાના આના ૪
બેઆનીના આના ૨

**(૪) જુદાં જુદાં પરિમાણોના પૈસા.**

રૂપીઆના પૈસા ૬૪
ના રૂપીઆના પૈસા ૪૮
ાા રૂપીઆના પૈસા ૩૨
ા રૂપીઆના પૈસા ૧૬
બે આનીના પૈસા ૮
આનીના પૈસા ૪
ઢબુના પૈસા ૨

**(૫) જુદાં જુદાં પરિમાણોની પાઈ**

રૂપીઆની પાઇ ૧૯૨
ના રૂપીઆની પાઈ ૧૪૪
ાા રૂપીઆની પાઇ ૯૬
ા રૂપીઆની પાઇ ૪૮
બેઆનાની પાઇ ૨૪
આનાની પાઇ ૧૨
ઢબુની પાઈ ૬
પૈસાની પાઇ ૩
અધેલાની પાઈ ૧ાા

---

## ધાતના સવાલ.

(૧) ૭ આનાની પાઇ કેટલી?
(૨) ૬ રૂપીઆના આના કેટલા?
(૩) ૯ મહોરના રૂપીઆ કેટલા?
(૪) ૨૪ પૈસા છે તેની બેઆની કેટલી આવે?
(૫) ૧૮ અર્ધા રૂપીઆ છે તેના આખા રૂપીઆ કેટલા થાય?
(૬) ૫૬ બેઆની છે તેના કેટલા રૂપીઆ આવે?
(૭) ૯૦ રૂપીઆ છે તે વટાવીને મહોર લીધી કેટલી આવે?
(૮) મારી પાસે ૩ પાવલી હતી તેમાંથી મેં ૧૦ આનાની બરફી લીધી તો બાકી શું વધે?
(૯) ૧ આનાનું શેર દુધ મળે છે તો અર્ધા રૂપીઆનું કેટલું આવે?
(૧૦) ૧ ભિખારીને બેઆની આપીએ તો તેવા ૭૨ ભિખારીને આપવા કેટલા રૂપીઆ જોઇએ?

---

# પદાર્થપાઠ સાર.

## પાઠ ૧ લો. આકાશની સહેલ.

**આકાશમાં શું શું દેખાય છે તે**—સુરજ, ચંદ્રમા, તારા.
દિવસે તારા દેખાતા નથી તેનું કારણ—તારાનું તેજ ઝાંખું છે, તેથી દિવસે સુરજના તેજને લીધે તારા દેખાતા નથી.

## પાઠ ૨ જો. વરસાદ.

**વરસાદ**—વાદળાંમાંથી પાણીનાં ફોરાં પડે છે તેનું નામ વરસાદ.
**વાદળાં**—સુરજના તાપથી નદી, તળાવ ને દરીઆના પાણીની વરાળ થઇ આકાશમાં ચડે છે ને ત્યાં એકઠી થાય છે. એવી એકઠી થએલી વરાળનું નામ વાદળાં.
**વરસાદ પડવાથી શું થાય ?**—જમીનમાંનાં બી ઉગી નીકળે. ઘણા ફોરાં એકઠાં થઇ મોટા રેલા ચાલે. ઘણા રેલા એકઠા થઇ નદી ચાલે ને જમીન પરનો કચરો ખેંચાઇ જાય.

## પાઠ ૩ જો. ઢેફું, પત્થર ને રેતી.

**ઢેફું**—પોચું, મટોડી ને રેતીનું બનેલું ને પાણી ચુસી લે તેવું.
**પત્થર**—કઠણ, રેતીનો બનેલો ને પાણી ન ચૂસે તેવો.
**માટી**—પાણીને ડહોળું કરે છે.
**રેતી**—પાણીને ડહોળું કરતી નથી.
**પથરાનો ઉપયોગ**—ઘર બાંધવાના કામમાં આવે છે.
**ઢેફાંનો ઉપયોગ**—ઘર બાંધવાના કામમાં આવે છે.
**રેતીનો ઉપયોગ**—ઘર બાંધવાના ને શાહી ચૂસવાના કામમાં આવે છે.
**માટીનો ઉપયોગ**—વાસણો બને છે.

## પાઠ ૪ થો. માટી.

**માટીનો રંગ**—માટી રંગે પીળી, રાતી, ધોળી, ભુરી કે કાળી હોય છે.
**સુકીમાટી**—કઠણ, બરડ ને પાણી ચૂસી લે તેવી.
**ભીની માટી**—પોચી, ચીકણી ને નરમ.
**માટીનાં વાસણોનાં નામ**—ગોળી, ગાગર, ઘડા, કોઠી, કોડીઆં, વગેરે.

## પાઠ ૫ મો ધાતુઓ.

**ધાતુ**—જે ચળકે છે, ટીપી શકય છે ને જેના તાર થાય છે તે ધાતુ કહેવાય છે.
**ધાતુનાં નામ**—સોનું, રૂપું, તાંબું, પિત્તળ, લોઢું, કલાઇ, સીસું ને જસત.
**ધાતુના રંગ**—સોનાનો પીળો, રૂપાનો ધોળો, તાંબાનો લાલ, પિત્તળનો ઝાંખો પીળો ને લોઢાનો કાળો.

## પાઠ ૬ ઠો. નાણું.

**તાંબાનાણું**—પાઇ, અધેલો, પૈસો ને ઢબુ.
**નીકલનાણું**—આની ને બેઆની.
**રૂપાનાણું**—બેઆની, પાવલી, અધેલો ને રૂપીઓ.
**સોનાનાણું**—મહોર.

### પરસ્પર સંબંધ.

| | |
|---|---|
| ૩ પાઇનો પૈસો. | ૨ બેઆનીની પાવલી. |
| ૨ અધેલાનો પૈસો. | ૨ પાવલીનો અર્ધો. |
| ૨ પૈસાનો ઢબુ. | |
| ૪ પૈસાની આની. | ૨ અર્ધાનો રૂપીઓ. |
| ૨ આનાની બેઆની | ૧૫ રૂપીઆની મહોર. |

## પાઠ ૭ મો. કુહાડી ને સોય.

**કુહાડીના ભાગોનાં નામ**—પાનું, ધાર, મુદર ને હાથો.
**સોયના ભાગોનાં નામ**—અણી ને નાકું.
**કુહાડીનો ઉપયોગ**—લાકડાં ફાડવાના ને ચીરવાના ખપની છે.
**સોયનો ઉપયોગ**—કપડાં સાંધવાના ને સીવવાના ખપની છે.
**કુહાડી, સોય ને કોદાળીની મા**—લોઢું.

## પાઠ ૮ મો. વાડી.

**વાડી**—ફૂલઝાડ ને ફળઝાડ વાવ્યાં હોય તેવી જગા.
**ક્યારાના આકાર**—ત્રિકોણ, ચોરસ ને ગોળ.
**વાડીમાંનાં ઝાડોનાં નામ**—ગલગોટા, મોગરા, દાડમી, જમરૂખી, કેળ, આંબા વગેરે.

## પાઠ ૯ મો. છોડવા.

**છોડવા**—થોડાં ઉંચે વધેલાં ઝાડને છોડવા કહે છે.
**છોડવાનાં નામ**—ગલગોટો, મોગરો, ગુલાબ, વગેરે.
**છોડવાના ભાગનાં નામ**—મૂળીઉં, થડ, ડાળીઓ, પાંદડાં, કળી, ફૂલ, ફળ ને બી.

## પાઠ ૧૦ મો. ઝાડ.

**ઝાડ**—ઘણા ઉંચે વધેલા છોડવાને ઝાડ કહે છે.
**ઝાડનાં નામ**—આંબો, વડ પીપળો, આમલી, લીમડા, વગેરે.
**ઝાડના ભાગો**—મૂળીઆં—જાડાં, લાંબાં, વાંકાં ને ઉંડાં ઉતરેલાં. થડ—જાડું ને નળના જેવું. પાંદડાં—કોઇનાં ઝીણાં ને પાતળાં ને કોઇનાં મોટાં ને જાડાં.
**ઝાડનું લાકડું**—મેજ, ખુરસી, ખાટલા, પાટલા, વગેરે તેનાં બને છે.

## પાઠ ૧૧ મો. વેલા.

**વેલા**—જે છોડ ઉભા ન રહેતાં ભોંયપર દોરીની માફક પથરાય છે તેને વેલા કહે છે.

**વેલાનાં નામ**—કોહળાનો, તુરીઆનો, ગલકાનો, તરબુચનો, વગેરે.

**વેલાના ભાગનાં નામ**—મૂળીઆં, થડ, પાંદડાં, ફૂલ, ફળ.

**વેલાના ભાગો**—મૂળીઆં—પાતળાં ને ટુંકાં. થડ—દોરડી કે દોરડા જેવું.

**વેલાના ફળો**—વેલાનાં ફળો મોટાં હોય છે.

## પાઠ ૧૨ મો કેરી.

**કેરી**—આંબાના ફળને કેરી કહે છે.

**મોર**—આંબાના ફૂલને મોર કહે છે.

**કેરીના ભાગ**—છાલ, ગર ને ગોટલો.

**છાલ**—કાચી હોય ત્યારે લીલી ને પાકે ત્યારે પીળી.

**ગર**—કાચો ગર ધોળો, કઠણ ને ખાટો. પાકોગર પોચો, પીળો ને મીઠો.

**ગોટલો**—કઠણ હોય છે તેમાં ગોટલી હોય છે.

## પાઠ ૧૩ મો. ગાય ને ભેંસ.

**ગાય ને ભેંસના જાણવા જેવા મળતા અવયવ**—બંનેના ઉપલા જડબાના આગલા ભાગમાં દાંત નથી, બંને વાગોળે છે, બંનેનું નીચલું જડબું હાલે છે, બંને પ્રથમ પાછલે પગે ઉભી થાય છે, બંનેની ખરીમાં ફાટ છે.

**ગાય ને ભેંસનું જુદાપણું**—ગાય કરતાં ભેંસનું શરીર જાડું છે, ગાયને પાણીમાં રહેવું ગમતું નથી પરંતુ ભેંસને પાણીમાં રહેવું

બહુ ગમે છે, ગાય કરતાં ભેંસ જોરાવર છે, ગાય કરતાં ભેંસ ધીમી હીંડે છે.

## પાઠ ૧૪ મો. બકરૂં ને ઘેટું.

**બંનેનું મળતાપણું**—બંનેની ખરીમાં ફાટ છે, બંને વાગોળે છે ને બંને પાળી શકાય છે.

**બંનેનું જુદાપણું**—બકરાના પગ પાતળા, લાંબા ને મજબુત છે પણ ઘેટાના જાડા ને ટુંકા છે. બકરાના શરીર પર લાંબા ને આછા વાળ છે પરંતુ ઘેટાના શરીર પર ઊનનો ભાર છે, બકરાનું શરીર પાતળું ને ઘેટાનું જાડું છે.

## પાઠ ૧૫ મો. દૂધ.

**દૂધ દેનારાં પ્રાણી**—ગાય, ભેંસ, ઘેટી ને બકરી.

**જુદાં જુદાં પ્રાણીનું દૂધ**—ભેંસનું જાડું ને બહુ મીઠું, ગાયનું થોડું જાડું ને ગુણકારી, બકરીનું પાતળું પણ ગુણકારી.

**સારૂં દૂધ મેળવવાના ઉપાય**—૧ જાનવરને સારી જગામાં રાખવાં. ૨ જાનવરને સારો ચારો ને દાણો આપવો. ૩ આંચળ ધોઇ નાખવા. ૪ દોહવાનું વાસણ ચોકખું લેવું.

**દૂધ કેવી રીતે ખાવું**—૧ દોહ્યા પછી તરત ખાવું. ૨ ઠંડું હોય તો ઉનું કરીને ખાવું.

**દુધમાંથી બનતી ચીજો**—દહીં, છાશ, માખણ, ઘી, મલાઇ, માવો, પેંડા, દૂધપાક, બાસુદી, વગેરે.

## પાઠ ૧૬ મો. કુતરો.

**કુતરાની ઓળખાણ**—૧ કુતરાની પૂછડી વાંકી હોય છે.

૨. કુતરાના બધા દાંત અણીવાળા છે તેમાં ચાર મોટા ને અણીદાર છે. કુતરાને દાઢ નથી.

૩. કુતરા ચાવતા નથી પરંતુ કકડા કરીને ગળી જાય છે.

૪. મોંની બંને બાજુ કરકરા વાળ હોય છે.

૫ ચામડી ઉપર પરસેવો ફૂટતો નથી પરંતુ જીભે ફૂટે છે.

૬. કુતરા ધણીને ચાહે છે.

## પાઠ ૧૭ મો. પંખી.

**પંખી**—જેને બે પગ, બે પાંખો, ને એક ચાંચ હોય છે તેને પંખી કહે છે.

**પંખીનાં નામ** ચકલી, કાગડા, પોપટ, મોર, સમડી, કબુતર વગેરે.

**પંખીનો ખોરાક**—કીડા, જીવડાં, ફળ ને અનાજ.

**પંખીના પ્રકાર**—૧ જમીનપર ચાલી શકે તેવાં—કાગડા વગેરે.

૨. જમીનપર ને પાણીપર ચાલનારાં—બતક, જળકુકડી વગેરે.

## પાઠ ૧૮ મો. પોપટ ને કાગડો.

**પોપટ ને કાગડા વચ્ચે મળતાપણું**—

૧ બંનેને પુછડી, ચાંચ, બે પાંખો, બે પગ ને ડીલપર પીછાં છે.

૨ બંને ઉડે છે ને માળા બાંધે છે.

૩ બંનેને દાંત નથી તેથી ખોરાકને ગળી જાય છે.

**પોપટ ને કાગડા વચ્ચે જુદાપણું**—

૧ પોપટ લીલો છે ને કાગડો કાળો છે.

૨ પોપટને બે આંગળાં આગળ ને બે પાછળ છે, પરંતુ કાગડાને ૩ આંગળાં આગળ ને એક પાછળ છે.

૩ પોપટની ચાંચ લાલ ને છેડેથી વળેલી છે, પરંતુ કાગડાની ચાંચ લાંબી ને સીધી છે.

૪ પોપટ તાજાં ફળો કે તાજી રોટલી ખાય છે, પરંતુ કાગડો જીવજંતુ, માંસ તથા કોહેલુંસળેલું વગેરે ખાય છે.

## પાઠ ૧૯ મો રંગ.

**મૂળ રંગનાં નામ**–લાલ, પીળો ને વાદળી.

**મિશ્રરંગોનાં નામ**–લીલો, નારંગી ને જાંબુડો.

**નારંગી રંગની બનાવટ**–૩ ભાગ લાલ ને ૫ ભાગ પીળો મળી નારંગી રંગ થાય છે.

**લીલા રંગની બનાવટ**–૫ ભાગ પીળો ને ૮ ભાગ વાદળી મળી લીલો રંગ થાય છે.

**જાંબુડા રંગની બનાવટ**—૩ ભાગ લાલ ને ૮ ભાગ વાદળી મળી જાંબુડો રંગ થાય છે.

## પાઠ ૨૦ મો. પારણું.

**ઝોળીના ભાગોનાં નામ**–પાંગરા, દોયણાં ને ઝોળી.

**પારણાના ભાગોનાં નામ**–સળીઆ, ચોકઠું ને દોરી.

**બાળકોને પારણામાં સુવું ગમે છે તેનું કારણ**–પારણામાં ગમે તેમ ફરી શકાય છે તેથી બાળકોને પારણામાં સુવું ગમે છે.



